॥ श्रीकृष्णाय नमः ॥

# ॥ श्रीकीर्तनसरिता ॥

વૈષ્ણવ ચતુમલ જેઠાનંદ પુ. મા. પુસ્તકાલયમાં
વિવિધ ઉત્સવો સમયે ગવાયલાં કીર્તનો.

કર્તા—

મહારાજ સુંદરદાસ વીરભાનુ.

પ્રસિદ્ધ કર્તા—

પુષ્ટમાર્ગીય પુસ્તકાલય,
ઠઠ્ઠા—સિંધ.

સં. ૧૯૮૦ ] પ્રત ૫૦૦. [ સન ૧૯૨૪

શ્રી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે
છાપ્યું. ઠે. પાંચકુવા—અમદાવાદ.

કિંમત ૦—૨—૦.

# ઉપોદ્ઘાત.



ભગવત્કીર્ત્તન એ ભક્તિવૃદ્ધિ માટે ઉત્તમોત્તમ સાધન છે; ભગવત્કીર્ત્તન એ એક મૃતસંજીવની બૂટી છે. જે અસાધ્ય ભવરોગને શીઘ્ર નિવારણ કરે છે તેથી વૈ. ચ જે. પુ ના. પુસ્તકાલયમાં ઉત્સવો સમયે ગવાયલા કીર્ત્તનોનો સંગ્રહ ભક્તજનહિતાર્થે આ લઘુ ગ્રંથમાં કરેલ છે.

મહારાજ સુંદરદાસ વીરભાનુ.

॥ श्रीकृष्णाय नमः ॥

# ॥ श्रीकीर्तनसरिता ॥

## श्रीगुरुस्तवन.

પધારો આજ શિષ્ય પ્રતિ, મહા પ્રભુ અકામી;
સ્વીકારો પ્રેમ પ્રણામ નાથ, વદીએ શીશ નામી. પધારો. ૧

સાખી—વેદે પણ ન વિચારીયો, આપ યથાર્થ સ્વરૂપ;
તો વળી તવ તુચ્છ દાસ આ, કેમ જાણે તુજ રૂપ?
પ્રકટ થઈ પેખશો, આપનુ આ પ્રાણી. પધારો ૨

સાખી—વૈશ્વાનર વાક્ પતિવિભુ, વળી ભક્તિના ભૂપ;
આપ ચરણ શરણે પડી, માગું કૃષ્ણ અનૂપ.
અદેય દાન આપશો શ્રી પતિ મમ સ્વામી. પધારો. ૩

સાખી—કોમળ કર શિર, પર ધરી, દેજો કૃપ સુદાન,
પુષ્ટ પંક્તિ વર્ગી થાપડી, કાપ જીવન હાન.
ભસ્મ કરો ભ્રષ્ટતા, શ્રી વલ્લભ નામી. પધારો. ૪

સાખી—દોષ દેખશો મુજ વિષે, તો હું દોષ ભંડાર;
જીવન વ્યર્થ વહી જશે, ટળશે નહીં સંસાર.
આજ સુંદર એજ માગે અન્ય નહિ સકામી. પધારો.

---

# श्रीकृष्ण भक्ति करवा चित्तने प्रबोध.

## ભૈરવી.

ભક્તિ કર શ્રીકૃષ્ણની, મન માન કહું છુ કરગરી;
વિષય કીચની ભક્તિથી, તુજ કાર્ય સરશે નહી જરી.
ભક્તિ કર. ૧

વેદને ગીતા વિષે વાત આ વિખ્યાત છે,
બ્રહ્મ સૂત્રને ભાગવત વિષે એજ અનુકથન છે;
ત્યજ પ્રમાદ ઉઠી ઉભો થા સન્ત કહે છે ફરી ફરી.
ભક્તિ કર. ૨

ચેતવાનો આ સમય છે, નહિ ગુમાવો એક ઘડી,
યમ બેડી તુને બાંધશે, પછી કઠન કાષ્ઠે જશો ચડી;
અનેક જન્મે વિષય સેવ્યા, ભુખ તુજ હજુ નથી ટળી,
શ્રુતિ કથે છે એજ રીતે, ભટકશો ભવમાં ફરી. ભક્તિ કર. ૩

ભાવ ભાવિત ભક્તિથી ભગવાનને ભજ ભ્રાત તું,
ઉપાય એકજ જાણજે, તોડવાનું બંધુ તુ;
મનમાન ના હેવાન થા, થાકયો પ્રબોધી ફરી ફરી,
રટ શ્રીહરિ રટ શ્રીહરિ, ચરણુ શ્રીવલ્લભ પડી. ભક્તિ કર. ૪

---

# श्रीगुरुस्तवन्.

આવો, આવો, ગાવો, શ્રીવલ્લભ ગુણ આજે;
આવો આવો આવો (૩) આવો (૨) ગાવો શ્રીવલ્લભ ગુણ આજે ૧
બ્રહ્મધામ લક્ષ્મણવર, મદનમૂર્ત્તિ પુરૂષોત્તમ;
પ્રકટે આજ, ભકત કાજ, રાખી લાજ
વિજય (૪) આવો (૨) ગાવો શ્રીવલ્લભ૦ ૨
રસમય આનંદરૂપ, અનુપમ ગુણ ગ્રંથ ભરે,
સિંચત ધન, સુધાવચન નિત્ય પ્રવીણ,
વિજય (૪) આવો (૨) ગાવો શ્રીવલ્લભ૦ ૩
ભકિત પંથ કમળ ભાનુ, ભાવ રશ્મિ દાન કરત;
ચરણ છત્ર ધાર મિત્ર એજ સૂત્ર
વિજય (૪) આવો (૨) ગાવો શ્રીવલ્લભ૦ ૪
અતિ ગૂઢ શ્રુતિ વિચાર, બોદ્ધ કરણ પંડિત જન,
યજ્ઞ પુરૂષ, સુંદર દરસ, કરત વર્ષ,
વિજય (૪) આવો (૨) ગાવો શ્રીવલ્લભ૦ ૫

---

# कीर्तन.

ઇશ ગુરૂ ભક્તિ મૂળ, સર્વ ભકિતનું,
તે વિના કરી ન શકે, કાર્ય સિદ્ધ તું ઇશ.
જાણ એજ દેશ ભકત, જે પ્રભુ તણું,
જાણ એજ જ્ઞાતી ભકત, જે ગુરૂ તણું. ઇશ.
ઉદય અહંવાદ થાય, દેશ ભકિતથી,
સિદ્ધ થાય નિરહંવાદ, કૃષ્ણ ભક્તિથી. ઇશ ગુરૂ

# जन्म अष्टमीनी भेट.

**શ્રીકૃષ્ણ જન્મસમય સમગ્ર બ્રહ્માંડમા થયેલા મંગલમય અદ્‌ભુત બનાવોનું વર્ણન દર્શક.**

## કાવ્ય.

ધન્ય ધન્ય દિવસ છે આજ, ધન્ય ધન્ય દિવસ છે આજ,
પ્રગટયા શ્રીકૃષ્ણ મહારાજ, પ્રગટયાં શ્રીકૃષ્ણ મહારાજ.
થઇ દિશા પ્રસન્ન ચારે બાજુથી, નિર્મલ ચંદ્ર પ્રકાશ,
વળી ચલકે ઉડુગણ ગગન મંડલમાં, રોહિણી નક્ષત્ર ઉજાસ—
જય નંદસુવન શિરતાજ, ધન્ય ધન્ય દિવસ છે આજ. ૧
મંગલ વર્ત્યો છે આજ, પૃથ્વીમાં વૈષ્ણવરાજ.
ત્રિવિધ દેશ નિર્દોષ થયો છે, ટલયુ પ્રાણીનું શૂળ,
વળી નદી સરોવર સ્વચ્છ થયાં છે, રસ સંપતિના મૂળ—
દિપે કમળ સેવાનું સાજ, ધન્ય ધન્ય દિવસ છે આજ. ૨
કરે નાદ પક્ષી સુખ કાજ, ગુંજારવ ભ્રમર સમાજ,
કાનન પંક્તિ શોભા આપે, પુષ્પ ગુચ્છ સહ ઝીલ,
વલી વાયુ દેવતા વહન કરે છે, દીવ્ય ગંધ ગુણ શીલ—
જાગે વેદ અગ્નિ ગુરુરાજ, ધન્ય ધન્ય દિવસ છે આજ ૩
આકાશે દુન્દુભી ગાજ, થયો શુદ્ધ પંચ ભૂત સાજ,
મન પ્રસન્ન થયા સાધુ લોકોના, અસુર થયા નિસ્તેજ,
મહા મિષ્ટ મુનિ કલરવ થાય; જાય કલ્મષ સ્હેજ—
બંધાઇ પ્રેમની પાજ, ધન્ય ધન્ય દિવસ છે આજ. ૪

કરે ગાન હર્ષથી આજ, શુભ કિન્નર દેવ સમાજ.
વળી સ્તુતિ કરે વૈતાલિક ચારણ, દેવ વૃંદનો રાજ,
વિદ્યાધર પત્ની પ્રફુલ્લીત હૃદયે, આણે અદભુત સાજ—
નૃત્યન્તિ અપ્સરાઃ આજ, ધન્ય ધન્ય દિવસ છે આજ. ૫
થાય કુસુમ વૃષ્ટી ભુવ આજ, કરે કીર્તન ભક્ત સમાજ,
મંદ મંદ થાય મેઘ ગર્જના, મહાસાગરની પાસ,
અને રજની સમય સુશોભે સુખમય, વિદ્યા કરે વિલાસ—
મટયો દંદ જગતનો આજ, ધન્ય ધન્ય દિવસ છે આજ. ૬

આ૦ મુંદરદાસ વીરભાનુ.

---

## શ્રીગુરુસ્તવન્.

ઢુપદ કલ્યાણ.

વિઘ્ન હર, શાન્તિ કર
વૈશ્વાનર વલ્લભવર,
કરૂણા કર, વિપ્ર વર
અગ્નિ કુંવર ગિરીધર
બાંધે આજ, પ્રેમ પાજ
થાય મોદ, નારી નર—વિઘ્ન.
કરે દાન, સુધાપાન
ભક્ત તાન, ગાય ગાન,
વેદ પાળ, લક્ષ્મણ બાળ,
આવ્યો શરણ, પ્રેમભર—વિઘ્ન.

---

# શ્રીકૃષ્ણની વધાઇ.

( ગોવીંદ ગુણ ગાવોરે )

નયન ભર દેખોરે નંદકુમાર
યશોમતિ કૂખ ચંદ્રમાં પ્રકટયો
  યા વ્રજકો ઉજીયાર રે. નંદ.
વનજીન જાઓ, આજકો ઉગો સુત,
  ઓર ગાય ગુવાર રે. નંદ.
અપને અપને વેષ સભે મિલ
  લાવો વિવિધ શ્રંગાર રે. નંદ.
હરદ દુબ અક્ષત દધિ કુમકુમ,
  મંડિત કરો દુઆર રે. નંદ.
પુરો ચોક વિવિધ મુક્તાફળ,
  ગાવો મંગળ ચાર રે. નંદ.
ચહુ વેદ ધ્વની, કરત મહામુની
  હોત નક્ષત્ર વીચાર રે નંદ.
ઉદયો પુન્યકો પુંજ સાંવરો,
  સકળ સિદ્ધિ દાતાર રે. નંદ.
ગોકુળ વધુ નિરખ આનંદિત,
  સુંદર તાકો સાર રે. નંદ.
દાસ ચતુર્ભુજ પ્રભુ સમ સુખનિધિ
  ગિરીધર પ્રાણ આધાર રે. નંદ.

---

## શ્રીગુરુસ્તવન્.

કાન્હરો.

પ્રભુ સુખ દાતા, શ્રીવલ્લભ ત્રાતા (૨)
ભુતલ પ્રકટે (૨) મમ મન હરખે. પ્રભુ.
ધર્મ પ્રકાશે (૨) જગ અગ નાશે,
જય જય ધાની (૨) કુસુમો વરસે. પ્રભુ.
ભક્તિ વિકાસે (૨) ભક્તો કાજે,
ક્ષણ ક્ષણુ હે જીવ (૨)
શ્રીવલ્લભ રટજે. પ્રભુ.

---

## પ્રભુને જગાવવાનું પદ.

ભૈરવ.

નંદ નંદન તુમ જાગો (૨)
પ્રાતઃ ભયો, ભાનુ ઉદયો,
અબતો નિદ્રા ત્યાગો. નંદ૦
પક્ષી ગુંજજે, નવનિ કુંજજે,
ઉઠકે નવનીત માગો. નંદ૦
કૃપા નિધાન, ભક્તિ નિધાન,
સ્નેહ શ્રીમુખમે લાગો. નંદ૦
છોડે શૈયા, સુભગ કનૈયા,
ભરે ભુજ સુંદર આવત આગો. નંદ૦

---

## मंगळ भोगनुं पद.

(બિલાવલ.

કરત કલેઉ નંદકિશોર—(૨)
શ્વેત દુગ્ધ ઓર, માખન મીશ્રી,
ઉપર સુંદર ઠોર. કરત॰
માતૃ ચરણ પ્રફુલ્લીત ભઈ નિરખત—(૨)
(ઓર) વ્રજભક્તકે ખોર
સુંદરદાસ નિરખ અદ્‌ભુત મુખ
નૃત્ય કરત મન મોર. કરત॰

---

## श्रीकृष्ण कीर्तन.

નટ્‌ કલ્યાણ.

ભૂલી દેહ ભાન, કરો કૃષ્ણ ગાન,
ખેંચી ચિત્તને, ધીર વીર તું,
થાય શાંતિ, ઉડે અજ્ઞાન. ભૂલી॰
શ્રીકૃષ્ણ ગાન ફળ નિશ્ચય જાણો
ગુરૂ કૃપાબલ, મુખ્ય પ્રમાણો,
વાટ ઘાટ ઘર કૃષ્ણ ધ્યાન. ભૂલી॰
જન મન રંજન, છે નંદ નંદન,
પ્રેમ મોદ સહ કરૂં હું વંદન,
સ્નેહ ધામ છે, સુંદર કહાન. ભૂલી દેહ ભાન॰

---

# श्रीकृष्ण कीर्तन्.

( ત્રીભુવન પતિ તારનાર )

૧ પરં બ્રહ્મ પ્રગટે આજ ભક્તન સુખકારી
ભક્તન સુખકારી, પ્રભુ સંતન સાહ્યકારી—પરં બ્રહ્મ૦
૨ વદન ચંદ્ર દેખનંદ, દુર કરે દુઃખ દંદ,
ગાય કવિ સરસ છંદ, મંગળ વૃજ નારી—પરં બ્રહ્મ૦
૩ આમ્ર પલ્લવ ભક્ત દ્વાર, દુધ દહીંની સ્રવતધાર
ગોપ નાદ ગગન પાર, ગાયન રમ્ભકારી—પરં બ્રહ્મ૦
૪ પંચ તત્વ સુખદ થાય, રોગ જાય સૃષ્ટિકાય
પશુ પક્ષી સુખ ન માય, નાચત જળચારી—પરં બ્રહ્મ૦
૫ દેવ વૃંદ વ્યોમયાન, વૃષ્ટિ કરે કુસુમ કહાન,
જાણે એજ સુંદર સાન, શ્રી કૃષ્ણ અવતારી
પરં બ્રહ્મ પ્રગટે આજ ભક્તન સુખકારી.

---

# श्रीकृष्ण कीर्तन.

( માલા જપું છું તુજ નામની )

કૃષ્ણ તણા છીએ અમે દાસ, તમે નિશ્ચય જાણો,
કરીએ ન પારકી આસ, તમે નિશ્ચય જાણો.
લીધું વૃત અનન્ય આજે માથે પર નટવર ગાજે,
વાજે છે બંસી મધુર શ્યામની— તમે૦
ભાગી ગઈ ભીત ભવની, બદલી ગઈ અંધ રજનિ,
સુખથી સેવીએ સુંદર શ્યામ રે !— તમે૦
કૃષ્ણ તણા છીએ અમે દાસ તમે નિશ્ચય જાણો.

## શ્રીકૃષ્ણ સ્મરણ મહાત્મ્ય.

( હું ભજન કરીશ )

કર કૃષ્ણ સ્મરણ ધરી પ્રેમ હાં મન ચંદ્ર રે
અન્ય સ્મરણ સંકટ સરજાવે,
વાવે કંટક ઝાડ વાવે— કૃષ્ણ૦

સાખી

જાણો નક્કી સુખ થાય છે, હરિ નામની વાણી વડે
છૂટ જાય છે જંજાળ જગની નર્કના દુખ ના નડે,
વળી થાય છે નરનાર નિર્ભય, નંદનંદન નેહથી,
કરે ગર્જના ગંભીર સુંદર સુખદ શ્રીપતિ સવથી—કર૦

---

## ગુરુસ્તવન.

ધ્રુપદ કાનરો.

(શ્રી) વલ્લભ વિબુધ પ્રકટે આજ
વૃન્દાવન નવ મદન
જગત જય જય કાર— વલ્લભ૦
બ્રહ્મવાદ પુષ્ટિ ભક્તિ, પુષ્ટ કરે વેદ યુક્તિ
રાખે ધર્મ લાજ— વલ્લભ૦
દગ્ધ થઈ પાપ શૃગી, કષ્ટ ભૂલી અવનિ ફુલી
શરણ લેત નિજ સહેત ભક્ત પ્રતિપાળ—
વલ્લભ વિબુધ૦

---

## ગુરુસ્તવન.

### ધનાશ્રી.

( સુખ દુઃખ છાયડી )

શુભ દિન આજનો રે, રતિ પતિરાય
જગપર ધાય—શુભ૦
ધૈર્ય ધાતા, ધર્મ ત્રાતા, પ્રકટે વલ્લભરાયરે
ભકત ભાવથી ભજન ગાવે, લોચન પ્રેમ જણાય
વપુ વિસરાય રે— રતિ પતિ૦
કૃષ્ણ કંઠે કૃષ્ણ નેત્રે, કૃપા કરતાં જણાય રે
હૃદય ભરાય રે— રતિ પતિરાય૦
એ વિલાસ શ્રીવલ્લભ વરનો
દૈવ કાજ સદાયરે.
સુમન સુંદર કર ધરીને સેવીએ ચરણ સરોજ
ધરી મનમોદ રે— રતિ પતિરાય૦

---

## ગુરુસ્તવન્.

### કીર્તન.

આપ તણો હું દાસ શ્રીમહાપ્રભુ, આપ તણો હું દાસ,
નામ મંત્ર બ્રહ્મસંબંધ દીધું, પુષ્ટ કીધો વિશ્વાસ...મહા૦
દુઃખનું કારણ અહમમ ઉકતી, તેનો કીધો ઝટ નાશ...મહા૦
કૃષ્ણ ભક્તિની જ્વાળા પ્રકટી, ભસ્મ થયો ભવ ત્રાસ...મહા૦
સુખદ સેવા માંગે તવ સુંદર, અધરામૃત રસ ખાસ...મહા૦

## श्रीकृष्ण कीर्तन.

### સોરઠ.

( તમારે આશરે હું આવી )

૧ શોભે કૃષ્ણ ઉદ્યાન આજે રે, તોડો પ્રેમ પુષ્પ મન સાથે !
ગુંથે સરસ માલ સુખ કાજે રે, ધરો કંઠ નાથ નિજ હાથે !
કૃષ્ણ ! કૃષ્ણ ! કહો મુક્ત કંઠથી, હાં...મન મ્હારે,
સ્નેહ સુર્ય ચળકાવે કિરણો: જીવ યોગશ્રી નાથે: મમ માથે
—તોડો૦

૨ નટવર નાગર નૂતન શ્રીતન, હાં...નિરખો રે,
નયને નીરખી આત્મ તૃપ્તી કર, સુંદર ચંદ્ર સંગાથે; મમ માથે
—તોડો૦

શોભે કૃષ્ણ ઉદ્યાન આજે રે, તોડો પ્રેમ પુષ્પ માન સાથે.

---

## श्रीकृष्ण कीर्तन.

### કીર્તન.

( વિષય વાત મમ માત તજીને )

બાળ કૃષ્ણ પ્રકટે ભુવ ઉપર તનમન તાપ હરે,
બ્રહ્મ ઇન્દ્ર શિવ સનકાદિક નારદ મુનિ મોદ ભરે...બાળકૃષ્ણ.
પાપ પુંજ પલટયો અગ્નિમા, સંત વૃંદ સુખ સહ વિહરે
કરત કૃપા વૃષ્ટિ નંદ નંદન હાં હાં હાં તન મન તાપ હરે...
બાળ કૃષ્ણ પ્રકટે ભુવ ઉપર તન મન તાપ હરે......

---

## શ્રીકૃષ્ણ કીર્તન.

કૃષ્ણ ગુન ગાન કરો મન આજ (૨)
નંદ નંદન તણારે.
મુકટયાં પ્રભુ શિરના તાજ,
ભકત મન ભાવતાંરે, પ્રેમને જગાડતાંરે. કૃષ્ણ ગુણ.
કૃષ્ણ કૃપા વિણ જગમાં જીવન યોગ્ય નથી,
શીઘ્ર ઉપાય કરી મન તેથી,
મુખ મથી સેવન કર વ્રજ રાજ. (૨) કૃષ્ણ ગુણ.

**–સાખી–**

શ્રી કૃષ્ણ રસ મકરંદ જેણે, પાન કીધું પ્રેમથી,
કંચન તણું તેનું થયું, વળી નેત્ર ભર્યાં સ્નેહથી;
એવીજ મહીમા કથે શુક મુનિ, મહામિષ્ટ સુકંઠથી,
આદર કરો નરનાર એવું, કૃષ્ણ કીર્તન પ્રેમથી.
કૃષ્ણ ગુણ ગાન.

---

## શ્રીકૃષ્ણ ધ્યાન.

ધ્રુપદ કલ્યાણ.

(શ્રી) કૃષ્ણ ધ્યાન, સુખ નિધાન, પૂર્ણ કામ, શાન્તિ ધામ,
ગોવીંદચંદ્ર, ગુણનિધાન, પ્રેમરૂપ, ઠામ ઠામ,
ચિત ચકોર, માન માન સત્ય જાણ, એજ ધ્યાન........કૃષ્ણ.
સુધારૂપ, સુંદર શ્યામ, હેત જીવ, અભયદાન,
રટત નામ, દિવસ યામ, સુંદરદાસ, શ્યામ, શ્યામ........કૃષ્ણ.

---

## श्रीकृष्ण कीर्तन.

નટ.

મન રે સજજ થઇ સેવ હરિ
સુખના શિખર શ્રી વલ્લભ પ્રભુજી
અવનિ મધ્ય ધર્યાં ચરણ આજરે......રે સજજ
ધર્મ ધ્વજા ફરકાવી ભુવપર
સ્થાપ્યો બ્રહ્મ વાદ સબ સુખકરરે......રે સજજ.
વેદ વિજ્ઞાન તત્વરસ પુષ્ટિ
ઉપદેશી દીધી જન મન તુષ્ટિ રે......રે સજજ
ગગન મધ્ય નૃત્ય કીર્તન થાય
દેવ અપ્સરા પુષ્પે વધાય રે........રે સજજ.

---

## गुरुस्तवन्.

### કીર્તન–આશાવરી.

અવનિ મધ્ય અગ્નિરૂપ,
વદન ચંદ્ર કૃષ્ણ ભૂપ......અવનિ.
દૈવ જીવ દરસ દેત હરત તાપ શરણ લેત,
અંઘ્રિ પદ્મ સેવ સુહેત......અવનિ.
વિરહ દગ્ધ તૃષિત ભકત સ્વાદ લેત સુધા સેત,
કરત વૃષ્ટિ કુસુમ શ્વેત......અવનિ.

---

## કીર્તન—કવ્વાલી.

રહી નહિં આજ આ જગમાં પિતા માતા ગુરૂ ભકિત
ફરે છે ગર્વમાં સૌકો, કરે છે ક્ષીણ નિજ શકિત......રહી૦
જગત જંજાળમાં ભટકી, તોડે આર્યો તણી નીતિ;
થઇને ભ્રષ્ટ આ ભવમાં નહિ છોડે કદી ભીતી......રહી૦
કયાં શ્રીકૃષ્ણ ને શ્રીરામ, પિતા માતા તણા વિશ્રાંમ:
પ્રજા થઇ આજની બદનામ, સેવ્યને કષ્ટ દઇ રહતી......રહી૦
નમું છું મહાપ્રભુ તમને, લાવીને અશ્રુ આ નયને;
પિતુઃ માતુઃ ગુરૂ ભક્તિ, કરો મમ માર્ગમાં વહેતી......રહી૦

---

# श्रीकृष्ण कीर्तन.

## કીર્તન.

વેગે પધારો પ્રીત વધારો (તપે છે) પ્રાણ અમારો રે
શીદ વિસારો દાસ તમારો
કૃષ્ણ પધારો તાપ નિવારો
વિરહ બુઝાવો રે.........વેગે પધારે.
વેણુ વગાડો સુધા ચખાડો
મૃત્યુ નસાડો પ્રેમ જગાડો
પ્રાણ ઉબારો રે.........વેગે પધારો.

---

# શ્રીગુરુ સ્તવન્.

## કીર્તન.

વંદન કરીએ શ્રી વલ્લભ પ્રભુને આજ દિને સર્વે પ્રાણી
ભાગ્યશાળી થઈ ભૂતળ ફરીએ પોતાને નિર્ભય જાણી...વંદન.
કરૂણા સાગર કળિમાં પ્રકટયા શાસ્ત્ર તણી સુંદર વાણી
કૃષ્ણ ભક્તિ પ્રકટાવી ભુવપર દૈવી જીવ લીધા તાણી...વંદન.
વ્યોમ વિમાન બેસીને સુરનર, કરે સ્તુતિ સૌ મન માની
પ્રેમ ઉમંગે હર્ષ ઉત્સંગે કુસુમ વૃષ્ટિ કરે સુખ માની...વંદન.

---

# ગુરુસ્તવન્.

ચૈત્ર કૃષ્ણ એકાદશી શુભદિન
વદના નમી વલ્લભ પ્રકટયાં
જય જયકાર થયો જગમાંહી
ભકત વૃંદ મન મગ્ન થયા...ચૈત્ર૦
વેદ વિજ્ઞાન વધારી વિશ્વે
અજ્ઞાન તિમિર સૌ દુર કીધાં
નિર્મળ તત્વ કૃષ્ણ ભકિત જે
હ્રદય ધરી હરી દાન દીધાં...ચૈત્ર૦
સુર સૃષ્ટિ ઉભી છે ઉપર
અંતરિક્ષના વાહનમાં
મંગળ મુકુટ નમાવી શીર સહ
પ્રેમ સહિત પુષ્પો વેર્યાં...ચૈત્ર૦

---

# શ્રીવલ્લભ સ્તવન્

## કીર્તન-બિહાગ.

દેખ રૂપ શ્રીવલ્લભ નેન,
સત્ ચિદ્ આનંદ રૂપ, પુષ્ટિભક્તિ સરસ લેન...દેખ૦
ભકત સકળ આનંદ રસ, કરત પાન દિવ્ય વેન;
બ્રહ્મવાદ જગતપર, સ્થાપ દ્રઢ ધર્મ ચેન......દેખ૦
કૃપાસિંધુ કૃષ્ણરૂપ; સુખ સ્વરૂપ કોટી મેન;
લલિત ચરણુ ધરત આજ, દૈવ જીવ ભક્તિ દેન...દેખ૦

---

# શ્રીકૃષ્ણ કીર્તન.

## દેશ.

સખી સુન મનકી મેરી બાત,
શ્રીકૃષ્ણ વિરહસેં, યહ તન સૂકો
ચિત ચિંતા દિન રાત સખી.
શ્રીકૃષ્ણ કુમારકે, પ્રેમકી પ્યાસી
યૌવન ઝટ ચલ જાત સખી.
આશ્વાસન ધ્વનિ, સુનત ચમક ગઇ
ચમ્પ પુષ્પ વન જાત સખી.

---

## गुरु स्तवन

**નટ**

અગ્નિ અવતાર, જગત ઉદ્ધાર
ભક્તિ દાતાર પ્રકટેંરી
તનુધારી, વિહારી, વિહારી, નારી — અગ્નિ.

પ્રણુવ બીજ, વેદવૃક્ષ, ભાગવત સફળ સુશિક્ષ
કરત દાન, દૈવ જીવ, ઉલટયો સિંધુ, સુખ અપાર. અગ્નિ.

તુંહી કૃષ્ણાનળ, દયાવંત હરકોઇ,
દયાવંત હુરકોઇ, તું ષડગુણુ દાતાર — અગ્નિ.

જય જય તેરો યહ રૂપ,
વંદુ વદન વિમળ વદનકો
તુંહી સાક્ષી તુંહી શ્રીપતિ,
તુજપર બલિહારી હું જાઉ. — અગ્નિ.

જય જય તેરો યહ રૂપ,
શંકાકી સેન છુટી, પાપોકી પીડ તુટી
સુંદર સુખ કરણુ ચરણુ,
ગ્રહત શિર ઝુકાય — અગ્નિ

---

## श्रीकृष्ण कीर्तन.

### માલિકના બાલિક સૌ માલિક-

કીર્તન.

જગત ઉદ્ધારણ કારણ ભુવપર પ્રગટયાં શ્રીકૃષ્ણ કૃપાળ
નેતા વેતા ધર્મના સૌ શક્તિના છો નાથ ભુવપર
નિગમ પુકારે, ભક્ત ઉચારે, અજન્મા પ્રભુ જન્મધારે,
વ્રજવલ્લભ ગોધનના રક્ષક, પરબ્રહ્મ છો આપ ભુવપર

**સાખી.**

ગવાળ ગોપી દૂધ દધિના ભાંડ સૌ માથે ધરી,
છિરકે પરસ્પર પ્રેમથી સંગીત (સૌ) સ્વર મધુરૂ કરી.
વ્રજવલ્લભ.

દુદુંભિનો નાદ કરતાં દેવ આવ્યાં વ્યોમમાં;
વર્ષા કરે પુષ્પોતણી ગંધર્વ જયજય તાનમાં. વ્રજવલ્લભ.

---

## श्रीकृष्ण कीर्तन.

### ખમાચ.

નંદ નંદન પ્રકટે આજ, નવીન વપુધારી
નવીન વપુધારી શ્યામ, નવીન રાસ કારી......નંદનંદન૦
નવીન સખા નવીન વચ્છ, જળ નવીન યમુનાકો
નવીન કુંજ વ્રજ નવીન, નૂતન નરનારી......નંદનંદન૦
ચંદ્ર નવીન પવન નવીન, નવીન નાદ પક્ષી ગણુ
નવીન પુષ્પ વૃષ્ટિ કરત, નવ સુરેશનારી......નંદનંદન૦

---

# कीर्तन.

## યમુના તણા કીનારે—

### પહારી.

કરૂણા નિધિ પધારે, અવનિ તળે અત્યારે;
હરિ દિવ્ય રૂપ ધારી, શુભ શાસ્ત્રને વિચારે. કરૂણા.
હરિ તેજ છે શ્રીવલ્લભ, ગુરૂદેવ સૃષ્ટિમાંરે;
સુખરૂપ પ્રેમ પાતુ, લઈ જીવ શરણુ આવે. કરૂણા.
ધરી ચરણુ ચહું દિશાએ, મહાતિમિર દોષ ટાળે;
દુઃખ દુર થાય સૌના, સુખ શાન્તિને પ્રસારે. કરૂણા.
સુર સિદ્ધ ગણુ ગગનમાં, ચડી ચડી વિમાન ધાવે,
કરે કુસુમ વૃષ્ટિ ભુવપર, સહહર્ષ જય પુકારે. કરૂણા.

---

# श्रीगुरु स्तवन.

### ભુપાળી.

આનંદ મંગળ જયાં ત્યાં શુભ નય ( નિતી ) છે. આનંદ.
જયાં શુભ નય છે ત્યાં વિજય (નિતી) છે. આનંદ.
જેણે સ્થાપી, એ રીતી અનાદી, એને ભજનારા નિર્ભય છે. આનંદ.
વંદુ શ્રીવલ્લભવરને હું, પાપી તણો કરનાર પ્રલય છે. આનંદ.
મંગળ કર્તવ્ય, સ્તવન ભુવનમાં, થાઓ સફળ અમકૃતિ કરીએ
આનંદ.

---

# श्रीगुरु स्तवन.

## હમીર–કલ્યાણ.

આજ જગતપર જયકાર, પ્રગટ થયા શ્રીવલ્લભ પ્રભુ
વદન અગ્નિ અવતાર. આજ.
ધન્ય ધન્ય ચૈત્ર માસ એકાદશી, કૃષ્ણપક્ષ રવિવાર;
શ્રીમુખ વચન કલેવર સુંદર, ધરે ચરણ સુખસાર. આજ.
શ્રીભાગવત છે આત્મા પભુનો, પ્રગટ કરણ નિસ્તાર;
દુદુંભી દેવ વગાડે ગાવે, સુર વધુ મંગળ ચાર. આજ.
પુષ્ટિ પ્રકાશ કરે છે ભુપર, જનહિત જગત પુકાર;
આનંદ વર્ષે ત્રણે લોકમાં, જન ગિરધર બલિહાર. આજ.

---

# श्रीकृष्ण कीर्तन.

## શું કહું કથની મારી રાજ—

## કીર્તન.

આવો ઉમંગે આજ નારીનર, આવો ઉમંગે આજે
લાવો શુભકર સૌ સુખસાજ નારીનર
સુવર્ણ પાત્રમાં દધિ ધરીને, નંદભવન પ્રતિ ચાલો
'**नंदनंदन श्रीबालकृष्ण**' ને નિરખી નયન બેઉ ઠારો. નારીનર.
ગોકુળ ગ્રામમાં પ્રગટ થયા હરિ, દીધાં સકળ સુખ દાન,
પ્રેમે વધાવી પુષ્પે વધાવો, મુક્ત કંઠ કરો ગાન. નારીનર.

---

## કાનરો.

રાજે આજ દિવ્ય દ્યુતિ, રંગમંડપ રમ્ય મુર્તિ
વિરહ જાય, થાય શાંતિ,
દીર્ઘકાળથી હતી જે ભ્રાંતિ
સકળ નગર નરનારી રાજે.

શ્રીવલ્લભ વંશ, વલ્લભ રૂપ,
પધારી આપ્યાં સુખ અનુપ,
માનો એજ ભક્તિભૂપ, ધર્મરૂપ વેદરૂપ
શુદ્ધ દષ્ટિ વૃષ્ટિકારી રાજે.

શ્રમ પ્રવાસ વેઠી વેગે, ધાયા નરનારી હેતે
કૃષ્ણુમંત્ર શ્રવણુ કાજે, પરિષદ્ મંડપ દિપાવે
પુષ્ટિ વિજય ધારી રાજે.

વંદન કરી શ્રીવલ્લભ વિભુને
નમુ નંદ નંદન પ્રભુને;
અરપીએ આવકાર સર્વને, હૃદયથી ઉખેરી ગર્વ
વિજય ધ્વની ઉઠાવી. રાજે.

---

